સાયંકાળે તથા પ્રાતઃકાળે ખાવી, તેથી જેનું વીર્ય તુરત પડી જતું હોય, તથા શિશ્ન નમી જતું હોય, તે પુરૂષ ઘોડા જેવો મૈથુનશક્તિવાળો થાય છે. આ વાનરી વટિકા જેવો બીજો કોઈ પદાર્થ વાજીકરણ નથી.

### આકાર કરભાદિ વટી.

અકલકરો, સુંઠ, લવગ, કેશર, પીપર, જાયફળ, જાવંત્રી, અને સુખડ, એ દરેક એક એક તોલો લેઈ તેનુ ચૂર્ણ કરી તેમાં ચાર તોલા અફીણ મેળવીને પાંચ પાંચ રતિભારની ગોળીઓ કરી નિત્ય એક ગોળી રાત્રે મધ સાથે ખાવાથી પુરૂષોને વીર્યનું સ્તંભન થાય છે. મૈથુનમાં ભારે આનંદ પ્રાપ્ત થઇ સ્ત્રીઓ બહુ રાજી થાય છે. કામી પુરૂષે આ ગોળીનું સેવન કરવું જોઇએ.

---

## રસાયનનો અધિકાર.

### રસાયનનું લક્ષણ.

यज्जराव्याधिविध्वंसि वयःस्तम्भकरं तथा । चक्षुष्यं बृंहणं वृष्यं भेषजं तद्रसायनम् ॥

વૃદ્ધાવસ્થા તથા રોગોને મટાડનાર, જુવાનીને સ્થિર રાખનાર, નેત્રોને હિતકારક, અને મૈથુનશક્તિ વધારનાર ઔષધ, રસાયન કહેવાય છે.

### રસાયનનાં ફળ તથા વિધિ.

दीर्घमायुः स्मृतिं मेधामारोग्यं तरुणं वयः । देहेन्द्रियबलं कान्तिं नरो विन्देद्रसायनात् ॥ नाविशुद्धशरीरस्य युक्तो रासायनो विधिः । न भाति वाससि क्लिष्टे रङ्गो योगाविवाहितः ॥

રસાયનના સેવનથી માણસ લાંબું આયુષ્ય, સ્મરણશક્તિ, શીઘ્રબુદ્ધિ, આરોગ્ય, જુવાની, દેહ તથા ઇંદ્રિયોનુ બળ, અને સુંદર કાંતિ મેળવે છે. વિરેચનાદિથી દેહની શુદ્ધિ કરીને જ રસાયનનો ઉપયોગ કરવો જોઈએ, કેમકે સારા યોગથી ચઢાવેલો રંગ પણ મેલા કપડામાં શોભતો નથી.

### રસાયનના ઉદાહરણો.

शीतोदकं पयः क्षौद्रं घृतमेकैकशोद्विशः । त्रिशःसमस्तमथवा प्राक्पीतं स्थापयेद्वयः ॥ मण्डूकपर्ण्याः स्वरसः प्रभाते प्रयोज्य यष्टीमधुकस्य चूर्णम् । रसो गुडूच्यास्तु समूलपुष्पः कल्कः प्रयोज्यः खलु शंखपुष्प्याः ॥ आयुः प्रदान्यामयनाशनानि बलाग्निवर्णस्वरवर्द्धनानि । मेध्यानि चैतानि रसायनानि मेध्याविशेषेण च शङ्खपुष्पी ॥

मण्डूकपर्णी ब्राह्मी । तदलाभे मञ्जिष्ठा ग्राह्या । तस्या अपि रसायनत्वात् ॥

माक्षिकेन तुगाक्षीरी पिप्पल्या लवणेन च त्रिफला सितया वापि युक्ता सिद्धं रसायनम् । सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ॥ वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा । पुनर्नवस्यार्द्धपलं नवस्य पिष्टं पिबेद्यः पयसार्द्धमासम् । मासत्रयं तत् त्रिगुणं समं वा जीर्णोऽपि भूयः स पुनर्नवः स्यात् ॥ ये मासमेकं स्वरसं पिबन्ति दिने दिने भृङ्गरजः समुत्थम् । क्षीराशिनस्ते बलवीर्ययुक्ताः समाः शतं जीवनमाप्नुवन्ति॥ शतावरी मुण्डितिकागुडूची सहस्तिकर्णा सह तालमूली । एतानि कृत्वा समभागयुक्तान्याज्येन किंवा मधुनावलिह्यात् ॥ जराकजा मृत्युवियुक्तदेहो भवकरो वीर्यबला-

विमुक्तः । विभाति देवप्रतिमः स नित्यं प्रभामयो भूरिविवृद्ध बुद्धिः ॥ पीताश्वगन्धा पयसार्धमासं घृतेन तैलेन सुखाम्बुना वा । वीर्यस्य पुष्टिं वपुषो विधत्ते बलस्य सस्यस्य यथाम्बुवृष्टिः ॥ अयःपयं गुग्गुलुरत्र योज्यः पलत्रयं व्योषपलानि पञ्च । पलानि चाष्टौ त्रिफलारश्च कर्षं लिहन्यासमरत्वमेव ॥

इति लोहगुग्गुलुः ॥

એક ભાગ ટાઢું પાણી, એક ભાગ દૂધ, અને એક ભાગ મધ, બે ભાગ ઘી, એ ભોજન પહેલાં મેળવીને પીવાથી, અથવા ત્રણ ત્રણ ભાગ ટાઢું પાણી, દૂધ, મધ, અને ઘી મેળવીને ભોજન પહેલા પીવાથી જુવાની સ્થિર રહેછે.

પ્રભાતમાં બ્રાહ્મી તથા ગળોના સ્વરસો, શંખાવળીનાં મૂળ તથા પાનનો કલ્ક, અને જેઠીમધનુ ચૂર્ણ પીવાથી તે મહા રસાયન છે. આમાં બ્રાહ્મીના સ્વરસ આદિ ચારે પદાર્થો આયુષ્યને વધારનારા, રોગોનો નાશ કરનારા, બુદ્ધિ દેનારા, તથા બળ, અગ્નિ, વર્ણ, અને સ્વર સુધારનારા છે તેથી રસાયન છે. એમા પણ શંખાવળી વિશેષે કરીને બુદ્ધિ દેનારી છે. બ્રાહ્મી ન મળે તો મજીઠ લેવી, કેમકે મજીઠ પણ રસાયન છે.

મધ, પીપર, અને સિંધવથી યુક્ત વંશલોચન, અને સાકરથી યુક્ત ત્રિફળા પણ સિદ્ધ રસાયન છે.

રસાયનના ગુણોને ઇચ્છનારા માણસે વર્ષાઋતુમાં સિંધવ સાથે, શરદ ઋતુમાં સાકર સાથે, હેમંત ઋતુમાં સુંઠ સાથે, શિશિર ઋતુમાં પીપર સાથે, વસંત ઋતુમા મધ સાથે, અને ગ્રીષ્મઋતુમાં ગોળની સાથે હરડે ખાવી. આ પ્રમાણે હરડે ખાવાથી રસાયનના ગુણો પ્રાપ્ત થાય છે.

જે માણસ એક પખવાડિયા સુધી કે ત્રણ માસ સુધી, કે નવમાસ સુધી, કે એક વર્ષ સુધી નવી આસોડી વાટીને તેનો બે તોલાભાર કલ્ક દુધસાથે પીએ, તે માણસ વૃદ્ધ હોય તો પણ પાછો જુવાન થાય છે.

જે માણસ એક મહિના સુધી નિત્ય ભાંગરાનો સ્વરસ પીને દૂધનું ભોજન કરે તેને બળ તથા વીર્ય વધે છે, અને તે સો વર્ષ સુધી જીવે છે.

શતાવરી, ગોરખમુંડી, ગળો, કસેલાં, અને કાળીમુસળી સમભાગે એકત્ર કરી ઘીમાં કે મધમાં ચાટે તે માણસ વૃદ્ધાવસ્થા તથા રોગવગરનો, અકાળમૃત્યુ વગરનો, વીર્ય તથા બળવાળો, દેવતા જેવો, તેજસ્વી, અને અત્યંત બુદ્ધિથી વધેલો થઈ હમેશાં શોભેછે.

એક પખવાડિયા સુધી ઘીની સાથે, તેલ સાથે, કે સ્હેવાય તેવા ગરમ પાણી સાથે આસોંદ પીવાથી, જેમ જળની વૃષ્ટિથી ધાન્યને પુષ્ટિ મળેછે તેમ, એ આસોંદ વીર્ય તથા શરીરના બળની પુષ્ટિ કરેછે.

## લોહગુગ્ગુલુ.

મંડુર ચાર તોલા, ગુગળ બાર તોલા, ત્રિકટુ ( સૂંઠ, મરી, પીપર, ) વીસ તોલા, અને ત્રિફળા ( હરડે, બેડાં, આમળા ) બત્રીસ તોલા, એમનુ ચૂર્ણ એકત્ર કરી નિત્ય એક તોલો ચાટે તેને અમરપણું પ્રાપ્ત થાય છે

## રસાયનનું વિશેષ ફળ

न केवलं दीर्घमिहायुरश्नुते रसायनं यो विधिवं निषेवते । गतिं स देवर्षिनिषेविता शुभां प्रपद्यते ब्रह्म तथैव चाक्षयम् ॥

इति रसायनाधिकारः ॥

જે માણુસ વિવિધ રસાયનનું સેવન કરે છે તે માણુસ આ લોકમાં લાંબું આયુષ્ય ભોગવે છે, એટલુંજ નહિ પણ તે દેવર્ષિની શુભ ગતિને પ્રાપ્ત થાય છે, અને અવિનાશી બ્રહ્મપદ રૂપ મોક્ષને પણ પામે છે.

यावत् व्योमनि बिम्बमम्बरमणेरिन्द्रोश्च विद्योतते। यावत्सप्त पयोधयः सगिरयस्तिष्ठन्ति पृष्ठे भुवः ॥ यावद्यावनिमण्डल फणिपतेरास्ते फणामण्डले । तावत्सद्भिषजः पठन्तु परितो भावप्रकाशं शुभम् ॥ ग्रन्थस्यास्याध्यापकानां जनानामध्येतॄणामादरं कुर्वतां च । श्रीसोमेशादित्यविप्रप्रसादादायुर्दीर्घं सौख्यमास्तां सदैव ॥

જ્યાં સુધી સૂર્ય તથા ચંદ્રનાં બિંબ આકાશમાં પ્રકાશે, જ્યાં સુધી પૃથ્વી ઉપર સાત સમુદ્રો રહે; જ્યાં સુધી પૃથ્વી ઉપર પર્વતો રહે, અને જ્યાં સુધી પૃથ્વીનું મંડળ શેષનાગની ફણાના મંડળ ઉપર રહે, ત્યાં સુધી દેશો દેશમાં સારા વૈદ્યો આ શુભ ભાવપ્રકાશ નામનો ગ્રંથ ભણજો.

આ ગ્રંથને ભણનારા ભણાવનારા, અને આ ગ્રંથ ઉપર આદર રાખનારા લોકોનું શ્રી સોમેશ્વર, સૂર્ય નારાયણ, તથા બ્રાહ્મણોના પ્રસાદથી સદાજ લાંબું આયુષ્ય હોજો, અને તે લોકોને અવિચળ સુખ પણ પ્રાપ્ત થજો.

## इति श्री भावप्रकाशे उत्तरखंडः समाप्तः ॥



